# ૬૨૫૬

# સુરત જીલ્લાની ભુગોળ.

શુરતજીલ્લાની નિશાલોના ગુજરાતી
બીજા ધોરણવાળા વિદ્યાર્થીઓને
[illegible] શીખવા સારૂ.



શુરત નાણાવટ, ચોટાપક્ષ પ્રેસમાં માસિક અજબ,
પાકદામાન પરિજા. દીલજાન રસુજ ભંડાર, દુચકા
સંગ્રહ, કલગીતરાના ખ્યાલ, હાથવાજુ શીક્ષક,
ધોબીના કપડાની ચોપડી, વગેરેના
પ્રગટ કરનાર તથા વેચનાર મનચેરજી જમસેદજી
પારસવાળાએ છાપી.
સંવત ૧૯૫૬



કિમત બે આના.

૬૩૨૦

# સુરત જીલ્લાની ભુગોળ.



## દિશાઓ.

સ--છોકરાઓ બોલો તો દિશાઓ કેટલી છે?

જ--દિશાઓ ચાર છે. ઉત્તર. દક્ષિણ, પુર્વ ને પશ્ચિમ.

સ-દિશાઓ કેમ પારખવી તે તમે જાણો છો.

જ--હાજી. સુરજ ઉપરથી. સુરજ ન દેખાતો હોય તો ધુરૂવના તારા ઉપરથા; અને તારો પણ નહીં દેખાતો હોય તો વાહાણના હોકાયંત્રથી. એ યંત્રમાં એક સોય હોય છે, તે હમેશાં ઉત્તર તરફ રહે છે, ને ધુરૂવનો તારો પણ ઉતરેજ ઉગે છે.

સ-- પુર્વ અને પશ્ચિમ દિશા કેમ જાણવી.

જ-- જેણીગમ રોજ સુરજ ઉગતો હોય તે પુરવ દીશા અને રોજ સાંજે સુરજ આથમતો હોય તે પશ્ચિમ દિશા જાણવી.

સ-- પુર્વ તથા પશ્ચિમ દિશાના બીજા નામ શું છે?

જ-- પુર્વ દિશાને ઊગમણી અને પશ્ચિમ દિશાને આથમણી દિશા કહે છે.

સ--ત્યારે ઉતર અને દક્ષિણ દિશા કેમ જાણયે.

જ-- આપણે પુરવ તરફ મો કરીને ઉભા રહીએ તો જેણીગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર, અને જેણીગમ જમણો હાથ આવે તે દક્ષિણ દિશા.

સ-- જ્યારે નકશો સામો ટાંગ્યો ત્યારે તેની ચારે દિશા કેમ જણાય છે.

જ-- નકશો સામો ચનો સાધો મુકયો તો જે ઉપલો ભાગ આગ્યો હતો તે ઉતર દિશા. નીચલો ભાગ લખાડતો રહ્યો તે દક્ષિણ દિશા; નકશા સામા ઉભા ને જેણીગમ જમણો હાથ આવે તે પુર્વ દિશા, ને જેણીગમ ડાબો હાથ આવે તે પશ્ચિમ દિશા જાણવી.

સ-- ખુણાઓ કેટલા છે ને તે કયા કયા ?

જ-- ચાર. અગ્નિ, નૈઋત્ય, વાવ્ય, અને ઈશાન.

સ-- ચારે ખુણાઓ કઈ કઈ દિશાની વચ્ચે આવેલા છે.

જ--પુર્વ અને દક્ષિણ વચ્ચેનો અગ્નિ, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો નૈરૂત્ય, પશ્ચિમ ને ઉત્તર વચ્ચેનો વાવ્ય અને ઉત્તર અને પુર્વની વચ્ચેનો ઇશાન.

## (ભુગોળની વ્યાખ્યા.)

સ-- છોકરાઓ તમે નકશો જોયો છે, નકશો એટલે શું ?

જ-- હાજી. નકશો એટલે આખી પૃથ્વી કે તેનો કંઇક ભાગ કે દેશ કે શેહેર વગેરેનો ચિત્રથી નમુનો કાઢેલો તે.

સ-- સીમાડો, સડક અને રેલવે એટલે શું ?

જ-- સીમાડો એટલે સીમ અથવા હદ. શડક એટલે કાચો બાંધેલો રસ્તો, અને રેલવે એટલે લોઢાની સડકનો પાકો બાંધેલો રસ્તો.

સ-- નકશામાં કાચી પાકી સડક અને રેલવે કેમ ઓળખાયછે ?

જ-- નકશામાં એકવડી લીટી દોરી હોય તે કાચી સડક. બેવડી લીટી દોરી હોય તે પાકી સડક અને બેવડી લીટીપર કાંગરા પાડયા હોય તે રેલવેની સડક જાણવી.

સ-- ગામ એટલે શું.

જ--જયાં થોડાંક જથાબંધ ઘરની વસ્તી હોય તે.

સ-- ત્યારે ગામડું કોને કહીએ.

જ-- જ્યાં ઘણાંજ થોડાં ઝુપડાં જેવાં ઘરની વસ્તી હોય તે.

સ- કસ્બો કોને કહીએ.

જ- પ્રગણાનું જે સઉથી મોટું ગામ તેને કસ્બો કહે છે.

સ-- શેહેર કોને કહીએ.

જ- જ્યાં મોટાં મોટાં છોબંધ ને ઘણાં કારબંધ ઘરો બાંધેલા હોય અને સારાં સારા ચઉટાં તથા બજાર હોય, અને તેમાં ઘણાં પરા ને ફળીઆ હોય તે શેહેર.

સ-- પ્રગણું એટલે શું.

જ-- જેમાં મોટાં અને નાના ગામો ઘણાં આવેલા હોય તે.

સ-- ત્યારે તાલુકો એટલે શું ને તેના ઉપરી અધિકારીને શું કહે છે.

જ-- તાલુકો એટલે ગાહાલ, અથવા પ્રગણું કરીને કહેવાય છે તે. ને તે ઘણા ગામો થઇને બંધાયલા છે. ને તેના ઉપરીને અમલદાર કહે છે.

સ-- જીલ્લો એટલે શું.

જ-- જીલ્લો એટલે જે ઘણાંએક પ્રગણાં અથવા તાલુકા મળીને થયલો તે.

સ-- નદી કોને કહીએ.

જ-- જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળીને ઢળતી જગામાં થઇને સમુદ્રને મળે છે તે.

સ-- નદીનું મુળ અને મુખ તે શું.

જ-- જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળે છે તે ઠેકાણાને મુળ અને જ્યાં નદી દરિયાને મળે છે તે ઠેકાણાને મુખ કહે છે.

સ--ત્યારે ખાડી કોને કહે છે.

જ--દરિયાને ગળવાની આગમજ ભરતીનું પાણી માહે આવે એવું નદીનું મુખ જે પોહોળું થાય છે તેને ખાડી કહે છે.

સ--દરિઓ કોને કહે છે.

જ--મહાસાગર કરતાં જે નાનો પાણીનો ભાગ તે.

સ--તળાવ કોને કહે છે.

જ--તળાવ એટલે નાનું સરોવર, અથવા જે નાનો પાણીનો ભાગ ચોતરફ જમીનથી વીંટાયલો. તે.

સ--બેટ કોને કહીએ.

જ--ચોતરફ ફરતું પાણી ને વચમાં જે જમીનનો ભાગ તે બેટ.

સ--બંદર એટલે શું.

જ--નદી કે દરિયા કાંઠે વેપારના મથકનું જે શેહેર અથવા કસબો આવેલો તે બંદર.

સ--ડુંગર પાહાડ અને પર્વત એટલે શું.

જ--જમીન ઉપર જે મોટા ઉંચા ટેકરા હોય તે ડુંગર, એવા એવા ઘણાં ડુંગર સાથે જોડાઈને પૃથ્વીના સપાટીથી ઘણા ઉંચા ગયલા તે પાહાડ, અને એવા એવા ઊંચા પાહાડ જોડાઇને સાથે લાંબા પથરાયલા તેને પર્વત કહે છે.

## સુરત જીલ્લો.

સ--છોકરાઓ બોલો સુરત જીલ્લો કયાં આવયો છે.

જ--સુરત જીલ્લો એ ગુજરાત પ્રાંતમાં બધા જીલ્લા કરતાં છેક દક્ષિણે આવેલો છે.

સ--સુરત જીલ્લાની ચારે દિશાએ શું શું આવયું છે.

જ--ઊતરે કીમ નદી તથા ભરૂચ જીલ્લો, દક્ષિણે દમણ ગંગા નદી તથા થાણા જીલ્લો, પુરવે વડોદરા તથા રાજપીપળાનું સસ્થાન ને ગાયકવાડ. વાંસદા તથા ધરમપોરના રાજાનો મુલક, પશ્ચિમે ખંભાતનું અખાત તથા અરબી સમુદ્ર છે.

સ--સુરત જીલ્લામાં નદીઓ તથા ખાડીઓ કઈ કઈ આવી છે. તે બોલો, અને તે દરેકપર કયા કયા કસબા તથા ગામો આવેલાં છે તેનાં પણ નામ દો.

જ--કીમ નદી ઉપર--ઇલાવ. કઠોદરા.

શીના નદી ઉપર--મગવા; ઓરપાડ.

તેનાખાડી--વારસા, તેના છછાપોર.

તાપી નદી-સુરત રાદેર વરીઆવ, વેરા કઠોર કામરેજ, બલુધાન કઠોદ માંડવી

મીંઢોળા નદી—મરોલી, બારડોલી ને વીયારા.

પુર્ણા નદી—જલાલપોર નવશારી મટવાડ વાલોડ બુહારી ને અંતાપોર.

અંબીકા નદી—બીલીમોરા કછોલી, ઉનાઇ.

કાવેરી નદી--ચીખલી. ઓવરંગા નદી—વલશાડ.

પાર નદી—બગોદ દરીઆ, ઊમરસાદી બાલદા પારડી.

કરીઆલી અથવા કોથળ ખાડી—પલસાણા.

કોલક નદી—કોલક, બગવાડા, ગુડવાડા. દમણ ગંગા નદીપર દમણ.

સ--સુરત જીલ્લામાં સૌથી મોટી નદી કઈ, ને તે કયાંથી નીકળીને કોને મળેચ.

જ--સઉથી મોટી નદી તાપી. ને સાતપુડાના પાહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

સ--સુરત જીલ્લામાં ડુંગરો કયા કયા આવયા છે.
જ– એમાં એક મોટો ડુંગર વલસાડ પ્રગણામાં પારનેરાનો છે.
સ–સુરત જીલ્લામાં રેલવે કયા કયા પ્રગણામાં આવી છે.
જ– ઓરપાડ ચોર્યાશી જલાલપોર, વલસાડ પારનેરા ને પારડી.
સ– એ જીલ્લામાં આગગાડીના રેલવેના સ્ટેશનો કયાં કયાં આવયા છે.
જ- એ જીલ્લામાં મોટાં સ્ટેશનો ગાયકવાડી ગામના મલી કુલે ૧૫ છે. તેના નામ, કીમ. સાયણ, અમરોલી, સુરત કાંકગખાડી સચીણ મરોલી, નવસારી, અમલસાડ, બીલી-મોરા, ડુગરી, વલસાડ, હરીઆ પારડી ઉડવાડા ને વાપી.
સ--સુરત જીલ્લામાં ગામ અને વસ્તી કેટલા માણસની.
જ-- ગાયકવાડી ગામ શીવાયે ૮૫૮ ગામ અને એ જીલ્લાની વસ્તી ૭૩૦૮૩૬ માણુસની છે.
સ-- એ જીલ્લામાં પારસી લોકોની વસ્તી ઘણીખરી કયા કયા ગામો તથા કસ્બામાં છે.
જ--: મોરા, સુંહાળી, બાહા, અડાજણ, રાંદેર સુરત, નવસારી, ગણદેવી, બીલીમોરા. વલસાડ, ઉડવાડા પાલ ને શીગણપોર,
સ– સુરત જીલ્લામાં મોટાં ગાયકવાડી કસબા તથા મહાલો કયા આવયા છે.
જ-- વસ્વારી, ગલા, વરીઆવ, કામરેજ, ટીંબા. બલેશ્વર, મરોલી તેલાગ, મહુવા, નવસારી, ગણદેવી, બીલીમોરા અનાવલ, અંતાપુર, વલવાડા, વીઆરા, વગેરે.
સ-- સુરત જીલ્લામાં ગાયકવાડી શીવાય બીજા દેશી રાજ્યો કયાં કયાં અને કયાં આવયાં છે.

જ--સચીનું સંસ્થાન ચોરયાશી પ્રગણાની હદમાં, વાંસદા સં-સ્થાન ચીખલી પ્રગણાની પુર્વે ધરમપોર સંસ્થાન વલસાડ પ્રગણાની પુરવે છે.

સ--સુરત જીલ્લાના કયા કયા ગામોમાં જાત્રા ભરાય છે,

જ--સરસ મોરા, ફુલપાડા, કતારગામ, બહુધાન દેવજી બીના-ઈ ઉદવાડ ને કુંતા.

સ--સુરત જીલ્લામાં મીઠબંદરો કયાં કયાં ગામોમાં આવેલા છે.

જ--એ જીલ્લામાં મીઠબંદર ફુંદીઆણા, જીઆવ, ખુડીઆ, પનાર, છરવાડા, વગેરે ગામોમાં આવેલા છે. પણ છરવાડા શીવાય તે બધાંને હાલમાં બંધ કીધાં છે.

સ--સુરત જીલ્લામાં બંદરની માફક કયા કયા ગામો વેપારને સારૂ કામમાં આવે છે.

જ--ભગવાદાંડી, રાંદેર, સુરત, વલસાડ, ઉમરસાડી, કોલક, ને દમણ.

સ--સુરત જીલ્લામાં મુખ્ય પાક શાનો થાય છે.

જ--ડાંગર, કપાસ, જુવાર, ઘઊં, બાજરી, ને શેરડી.

સ--સુરત જીલ્લામાં કેટલાં પ્રગણાં આવ્યાં છે. તેના નામ દો.

જ--આઠ પ્રગણા છે. તેના નામ નીચે મુજબ.

૧ ઓરપાડ ૩ માંડવી ૫ જલાલપોર ૭ વલસાડ
૨ ચોર્યાશી ૪ વારાડ ૬ ચિખલી ૮ પારડી,

સ--સુરત જીલ્લામાં શઉથી ઉતરે કયું પ્રગણું આવયું છે

જ--ઓરપાડ પ્રગણું. એમાં ૧૨૦ ગામ ને વસતી ૬૬૨૫૬ આશરા.

સ--ઓરપાડ પ્રગણાની આસપાસ શું શું આવેલું છે.

જ-- ઉતરે કીમ નદી તથા અંકલેસ્વર પ્રગણું, પુરવે માંગરૂ વાડી ગાલા તથા તેની પેલીમેર માંડવી પ્રગણું, દક્ષિણે તાપી નદી તથા ચોરયાસી પ્રગણું, ને પશ્ચિમે ખંભાતનુ અખાત.

સ-- ઓરપાડ પ્રગણામાં નદીઓ કઇ કઇ આવી છે.

જ-- ઉતરે કીમ નદી, દક્ષિણે તાપી નદી, ત્રીજી સેના નદી ઓરપાડ આગલ ને ચોથી તેનાખાડી ઇછાપોર ગામ આગળ છે.

સ-- ઓરપાડ પ્રગણામાં મુખ્ય કસબા કયા કયા આવયા છે.

જ-- ઓરપાડ ને કુડસદ.

સ-- ઓરપાડ કસબામાં કેટલા માણશની વશતી છે, ને તેમાં કોણ છે.

જ-- એ કસબામાં આસરે ૪૦૦૧ માણશની વશતી છે. ને તેમાં સબારડીનેટ જડજ મામલેતદાર તથા ફોજદાર રહે છે.

સ-- ઓરપાડ પ્રગણાનાં મોટા ગામના નામ દો.

જ-- ભગવા, દાંડી, સરસ, કુંદીઆણા, મોગ, સુહાલી, ઇછાપોર, અડાજણ, કોસાડ, અમરોલી. ને વરાછા.

સ- એ પ્રગણાના સરસ ને મોરા ગામ શાને માટે નામીચાં છે.

જ-- જાત્રા માટે.

સ-- ઓરપાડ પ્રગણામાં રેલવેના સ્ટેશનો ક્યાં આવ્યા છે.

જ-- ત્રણ છે. કીમ (ભુત બંગલો) સાયણ ને અમરોલી.

સ-- ઓરપાડ પ્રગણાની મુખ્ય પેદાશ શું થાય છે.

જ-- જુવાર, ઘઉં, ને રૂ.

# ચોરયાશી.

સ-- ઓરપાડ પ્રગણાની દક્ષિણે જતાં કયું પ્રગણું આવે.
જ-- ચોરયાસી પ્રગણું. એમાં સુરત સીવાય ૪૮૪૬૫ માણસો છે.
સ-- ચોરયાસી પ્રગણાનું નામ શા ઉપરથી પડેલું છે.
જ-- એ પ્રગણામાં અશલ ૮૪ ગામ હતાં તે ઉપરથી. હાલ તો એમાંના કેટલાં ગામ ગાયકવાડ તથા નવાબી ગામમાં જુદાં પાડેલાં છે તથી ફક્ત ૬૪ ગામ એમાં હાલ છે.
સ-- ચોરયાસી પ્રગણાની ચારે દિશાએ શું શું આવેલું છે.
જ-- ઉતરે તાપી નદી તથા ઓરપાડ પ્રગણું, પુરવે ગાયકવાડી બલેશ્વર તથા ગાયકવાડી મરોલી પ્રગણું ને પશચિમે ખંભાતનું અખાત તથા ઓરપાડ પ્રગણું.
સ-- ચોરાસી પરગણામાં નદીઓ કઇ કઇ આવી.
જ-- એમાં તાપી ને મીંઢોલા એ બે નદી છે. તાપી નદી ઉતરે ને મીંઢોલા નદી દક્ષિણે છે. તાપી નદી ઉપર બે પુલ છે. એક રાંદેર તરફ જવાનો અને બીજો અમરોલી જવાનો.
સ-- ચોરયાસી પ્રગણાનું મુખ્ય શેહેર કયું. ને તેમાં કેટલા માણસની વશતી છે.
જ-- મુખ્ય શેહેર સુરત તેમાં ૧૦૦૭૧૪૯ માણસની વશતી છે ને બીજું નાનું શેહેર રાંદેર તેમાં આશરે ૧૦૨૮૦ માણશની વશતી છે.
સ-- સુરત શેહેર આગળ કેવી હાલતમાં હતું, અને ત્યાર પછી તેને ધોકડો કેમ પોહોંચયો.
જ-- એ શેહેર આગળ ઘણું મોટું પઇસાવાળું હતું. એમાં વેપાર ઘણો સારો ચાલતો. અને પઇસાદાર લોકો બહુ રહેતા હતા પણ શંવત ૧૮૭૮ની મોટી રેલ તથા સંવત ૧૮૮૩ ની મોટી આગ તથા રેલથી એ શેહેરને ઘણું નુકસાન પોહોંચયું છે ને ત્યારપછી એ પડતી હાલતમાં આવ્યું છે.

સ-- સુરત શેહેરમાં અંગ્રેજ સરકારે કયારે કોઠી ઘાલી.

જ-- સને ૧૬૧૨માં

સ-- સુરત શેહેરમાં દીવાની ફોજદારી કામના કયા કયા અધિકારીઓ રહે છે.

જ-- નાજર, પેહેલાને બીજા વરગના સબારડીનેટ જડજ, સ્માલકાજ કોર્ટના જડજ, આસિસ્ટંટ જડજ, જડજ સાહેબ ફોજદાર, મામલતદાર. પોલીસ સુપ્રિનટેન્ડન્ટ. હજુર ડીપુટી કલેકટર. દીસ્ત્રીક્ટ ડીપુટી કલેકટર. આસિસ્ટંટ અને કલેકટર સાહેબ રહે છે. એ સીવાય બીજી જાણવા લાયક મ્યુનીસીપાલીટી ઓફીસ. એકસીક્યુટીવ એનજીનીયરની ઓફીશ. મોટી પોષ્ટ આફીશ. તાર આફીસ. અંગરેજી તથા ગુજરાતિ મોટી નિશાળો. ગુજરાતી શરવે આફીસ દીવાની ફોજદારી જેલ હોસ્પિટલ અથવા દવાખાના. છાપખાના ધરમશાળા વગેરે મુકામો તથા આફીસો છે. તે શિવાય સંચાના સુતરથી કાપડ વણવાના ત્રણ મોટાં કારખાના છે. અને એક કાગળ બનાવવાનું કારખાનું છે. એમાં કિલ્લો રાણીનો બાગ. હાઇસ્કુલ હોસ્પીતાલ, સ્વામીનારાયણનું મંદીર, દરિયા મેહેલ, મ્યુનિસીપાલ વગેરે જોવા લાયક જગા છે.

સ- ચોરયાસી પરગણામાં મોટાં ગામો કયાં આવયા છે.

જ--કતારગામ. ભાઠા. ઉમરા. કુંભારીઆ.

સ-- એમા મીઠબંદર કયા ગામમાં આવયું છે ને ત્યાં કોણ રહે છે.

જ- મીઠબંદર જીઆવ ને બુડીઆમાં છે. ત્યાં સર કારકુન રહે છે.

સ-ચોરયાસી પરગણામાં રેલવેના સ્ટેશનો કયાં આવયાં છે.

જ- સુરત કાંકરાખાડી સચીણ ને મરોલી એ ગામોમાં છે.

સ-- ચોરયાસી પરગણામાં શચીણના નવાબના કેટલાં ગામો છે.

જ-- ૧૦ ગામ તેમાં મુખ્ય ઊધનું. પુના. ગરીબર. કુંભાર ઉનાઇ ભીમપોર. સચીન, વગટાણું. લાજપોર. કનસાડ. વગેરે છે.

સ-- એ પરગણાની મુખ્ય ઉપજ શું છે.

જ-- જુવાર અને રૂ.

## માંડવી.

સ-- ચોરયાસીની ઇશાન દિશા તરફ કયું પરગણું આવે છે.

જ-- માંડવી પરગણું એમાં ૧૭૨ ગામો, ને આસરે ૫૦૦૦ માણસો છે.

સ-- માંડવી પરગણાની ચારે દિશાએ શું શું આવેલું છે.

જ-- ઉતરે ગાયકવાડી વસ્વારી પરગણું. પુરવે રાજપીપળાનું સંસ્થાન. દક્ષિણે તાપી નદી ને બારડોલી પરગણું. પશ્ચીમ ગાળા તથા ગાયકવાડી કામરેજ પરગણું ને અંગરેજી ઓરપાડ પરગણું.

સ- માંડવી પરગણાના કેટલા ગામ કીધા છે.

જ-- સાત. માંડવી, બહુધાન, પાતળ. દેવગઢ, ફડગાડા. હવેલી ને બારગામ.

સ- એ પરગણામાં ડુંગરો કયા કયા આવયા છે.

જ- દેવગઢ ને ઝાડળ ટપામાં આવયા છે.

સ- માંડવી પરગણામાં નદીઓ કઇ કઈ આવી છે.

જ- તાપી નદી દક્ષિણે બીજી વડાસી નદી છે. ને તાપી નદીને વરેલા ગામ આગળ મળે છે.

સ- માંડવી પરગણામાં મોટા કસ્બા તથા ગામો કયા આવ્યા છે.

જ– મોટા કસ્બા માંડવી તથા તડકેશ્વર. એ શીવાય બહુધાન ને બંટોલી એ મોટાં ગામો છે.

સ-- માંડવી પરગણામાં કેટલાં માણસની વસતી છે.

જ--એમા આશરે ૪૨૯૬ માણસની વસતિ છે.

સ– એ પરગણાનું મહુવાન ગામ શાને વાસ્તે નામીચું છે.

જ-- બારબાર વરસે ગોદાવરાની જાત્રા માટે.

સ-- માંડવી પરગણાની મુખ્ય ઉપજ સું થાય છે.

જ– જુવાર, કોદરા, દીવેલી, ડાંગર તથા કપ.

## બારડોલી.

સ-- માંડવીથી દક્ષિણ તરફ જતાં કયું પરગણું આવે છે.

જ-- બારડોલી પરગણું. એમાં ૧૨૪ ગામ અને ૭૪૫૦ માણસો છે.

સ– બારડોલી પરગણાની ચારે દિશાએ શું શું આવલું છે.

જ-- ઉતરે તાપી નદી તથા માંડવી પરગણું. પુરવે ગાયકવાડનું રાજ્ય, દક્ષિણે ગાયકવાડી મહુવા, વલવાડા, તથા અંતાપોર પ્રગણા ને પશ્ચિમે ગાયકવાડી કામરેજ બલેશ્વર તથા લક્ષારા પરગણાના ગામો.

સ-- બારડોલી પરગણામાં નદીઓ કઇ કઇ આવી છે.

જ– એમાં તાપી નદી ઉતરે છે. મધ્યે મીંઢોળા નદી. દક્ષિણે પુર્ણા નદી છે.

સ– બારડોલી પરગણામાં મોટા મોટા કસ્બા કયા આવ્યા છે.

જ-- બારડોલી કડોદ, મોતા વાલોડ, વાંકાનેર ને શરભોણ.

સ-- બારડોલી કસ્બામાં કેટલા માણસની વસતી છે.

જ– બારડોલી કસ્બામાં આસરે ૪૧૨૯ માણસની વસતી છે.

સ-- બારડોલી કસ્બો ક્યાં આવેલો છે.
જ- બારડોલી કસ્બો મીંઢોળા નદી ઉપર છે.
સ-- બારડોલી પરગણામાં મોટાં ગામો કયાં આવ્યાં છે.
જ- વરાડ, દેગામ, બુહારી, ને મોટા વાંકાનેર કંશવાવ વગેરે.
સ-- બારડોલી પરગણાની મુખ્ય ઉપજ શું થાય છે.
જ-- ડાંગર, જુવાર, કોદરા, કપાસ, તથા શેરડી વગેરે.

## જલાલપોર.

સ-- બારડોલી પરગણાની નૈરૂત્ય દિશા તરફ કયું પરગણું આવયું છે.
જ- જલાલપોર પરગણું. એમાં ૯૫ ગામ અને ૭૦૧૨ માણસો છે.
સ-- ઉતરે પુરણા નદી ને ગાયકવાડી મરોલી તથા તેલાસ પરગણું. પુરવે ચીખલી પરગણું ગાયકવાડી મહુવા તથા વલવાડા પરગણું. દક્ષિણે અંબીકા નદી તથા ગાયકવાડી ગણદેવી પરગણું ને પશચીમે દરિઓ આવયો છે.
સ-- જલાલપોર પરગણામાં નદીઓ કઇ કઇ આવી છે.
જ- ઉતરે પુરણા નદી ને દક્ષણે અંબીકા નદી. વલી ત્રીજી કનઈ કયાને નાની નદી એ પરગણાની વચમાં આવી છે
સ- એ પરગણામાં મોટા કશ્બા કયાં આવયા છે.
જ- કાળીઆવાડી તથા જલાલપોર.
સ--જલાલપોર પરગણામાં મોટા મોટા ગામો કયાં આવયાં છે.
જ-- મટવાડ, અબ્બગામા, અમલસાડ, કછોલી, આટ, ખરસાડ, અબ્રગામ ને સીસોદ્રા.
સ-- જલાલપોર પરગણામાં કાળીઆવાડીની ઉતર તરફ જતાં એક મોટો કશબો કયો આવે છે.

જ– નવસારી કસબો પુરણા નદી ઊપર.

સ– જલાલપોર પરગણામાં સચીણના નવાબના ગામો કયાં આવયાં છે.

જ– વેડછા કોથા ને વમણુ.

સ– એ પરગણામાં રેલવેના સ્ટેશનો કયાં આવયાં છે.

જ– એમાં રેલવેના સ્ટેસન ત્રણ છે. નવસારી અમલસાડ, ને ત્રીજુ દક્ષિણ તરફ બીલીમોરાનુ સ્ટેશન છે.

સ– એ પરગણાની મુખ્ય ઊપજ શું થાય છે.

જ– જુવાર. ડાંગર, શેરડી. ને કપાસ.

## ચીખલી.

સ– જલાલપોર પ્રગણાની અગની દિશા તરફ જતાં કયું પરગણું આવે છે.

જ– ચીખલી પરગણું એમાં ૬૩ ગામ અને ૫૯૩૫૨ માણસો છે.

સ– ચીખલી પરગણાની આસપાસ શું શું આવેલું છે.

જ– ઊતરે જલાલપોર પરગણું તથા ગાયકવાડી વલશાડ પરગણુ. પુરવે વાસડા સંશથાનનું રાજય. દક્ષિણે ધરમપોરનું રાજય ને પશ્ચિમે વલસાડ પરગણુ તથા ગાયકવાડી ગણદેવી પરગણું.

સ– ચીખલી પરગણામાં નદીઓ કઇ કઇ આવી છે.

જ– અંબીકા નદી ઉતરે છે. કાવેરી નદી વચમાંલે. ચીખલી આગળ છે ને બીજી ઓવરંગા તથા ખારેસ નદી દક્ષિણ દિશા તરફ છે.

સ– ચીખલી પરગણામાં મુખ્ય કસબો કયો છે ને તેમાં કેટલા માણસની વશતી છે,

જ—મુખ્ય કસબો ચીખલી, તેમાં ૩૧૭૮ માણસની વસ્તી છે.

સ. ચીખલી પરગણાની પુરવે ગાયકવાડી રાજમાં એક મોટું નામીચું ગામ કયું ને શાથી વખણાય છે.

જ—ઉનાઈ. ત્યાં વરસો વરસ ચઈતર સુદ પુનમે મોટી જાત્રા ભરાય છે. ને ત્યાં ઉના પાણીના કુંડ છે. ગણદેવી અને બીલીમોરા કસબા છે.

સ—ચીખલી પરગણામાં બીજાં મોટાં ગામો કયાં આવેલાં છે.

જ—દેગામ, મોરગામ. આલીપુર. ને ગણદેવી.

સ—ચીખલી પરગણાની મુખ્ય પેદાશ શું થાય છે.

જ—કોદરા, ડાંગર, દીવેલી શીંગડી વગેરે.

## વલસાડ.

સ—ચીખલી પરગણાની પશ્ચિમ તરફ કયું પરગણું આવ્યું

જ—વલસાડ પરગણું.

સ—વલસાડ પરગણું કેમ થયલું છે.

જ—વલસાડ તથા આગલું પારનેરા પરગણું મળી હાલનું વલસાડ પરગણું થયલું છે.

સ—વલસાડ પરગણાની ચારે દિશાએ શું શું આવેલું છે.

જ—ઉત્તરે અંબીકા નદી ને જલાલપોર તથા ગાયકવાડી ગણદેવી પરગણું. પુરવે ચીખલી પરગણું તથા ધરમપોરનું રાજ્ય. દક્ષિણે પાર નદી તથા પારડી પરગણું ને પશ્ચીમે દરીઓ એટલે ખંભાતનું અખાત છે.

સ—વલસાડ પરગણામાં નદીઓ કઈ કઈ આવી છે.

જ—એમાં અંબીકા નદી ઉત્તરે, કાવેરી તથા ખરેરા નદી ઇશાન તરફ. ઓરંગા નદી મધ્યે વલસાડ આગળ. અને પાર નદી દક્ષીને છે.

સ- અંબીકા નદીને બીજું નામ શું કહે છે.

જ-- અંબીકાને બીજું નામ ગણદેવીવાળી ખાડી કહે છે.

સ-- વલસાડ પરગણામાં મોટા કશબા કયા આવેલા છે.

જ-- વલસાડને પારનેરા.

સ- પારનેરામાં જાણવા લાયક શું આવેલું છે.

સ-- વલસાડ પ્રગણાના કયા ગામમાં સાહેબ લોકો હવા ખા-
વા આવે છે.

જ-- વલસાડથી બે મેલ ઉપર તીથલ નામે ગામ દરિયા કિના-
રાપર આવેલું છે ત્યાં હવા ખાવા જાય છે. કેમકે ત્યાંના
હવા પાણી સારા છે.

જ- પારાનેરમાં એક મોટો ડુંગરો કીલ્લો આવેલો છે તે ગા-
યકવાડ સરકારે બાંધેલો છે ને વલશાડ એ બંદર છે.

સ- વલશાડ કસબામાં કેટલા માણસની વસતી છે.

જ- વલસાડમાં ૧૧૭૧૫ માણશની વશતી છે.

સ-- વલસાડ પરગણાના મોટા ગામના નામ દો.

જ-- અટેલી. ઊંટડી. માલવેણ, બાગડા, ઉંડાચ, બીલડી કોસંબા
પારનેરા, મગોડ, બગોદ, ચણવાઇ, હરીઆ, ભુતશર, છરવડા,
વગેરે. તેમા છરવાડામાં ગોઠું પાકે છે.

સ- વલસાડ પરગણામાં રેલવેના સ્ટેસનો કયા આવેલા છે.

જ- ડુંગરી ને વલસાડ.

સ-- વલશાડ પરગણાની મુખ્ય ઉપજ શું થાય છે.

જ-- શેરડી કપાશ દીવેલી કોદરા વગેરે.

## પારડી.

સ-- વલસાડ પરગણાની દક્ષિણે કયું પરગણું આવયું છે.

જ-- પારડી પરગણું એમાં ૮૧ ગામ ને ૫૬૭૮૯ માણસ છે.

સ-- પારડી પરગણાની ચારે દિશાએ શું શું આવ્યું છે.

જ-- ઉતરે પાર નદી તથા વલસાડ પરગણું પુરને ધરમપોરનું રાજય. દક્ષિણે દમણ ગંગા નદી તથા કોકણ પ્રાંતના થાણા જીલ્લો ને પશ્ચીમે ખંભાતનું અખાત છે.

સ-- પારડી પરગણામાં નદીઓ કઈ કઈ આવી છે.

જ-- ઉતરે પાર નદી. દક્ષિણે દમણ ગંગા નદી ને ત્રીજી કોલક નદી બગવાડા આગળ છે. એ સીવાય પરીઆલા, બામ, કોરી વગેરે બીજી ખાડીઓ છે.

સ-- પારડી પરગણામાં મોટા કસબા કયા આવયા છે.

જ-- પારડી ને બગવાડા.

સ-- પારડી આગળ કોને તાબે હતું ને તેમાં હાલ કેટલા મા-
; ણસની વસતી છે.

જ-- પારડી એ આગળ માંડવીના રાજાને તાબે હતું એમાં આસરે ૫૦૦૦ માણસની વસતી છે.

સ-- પારડીમાં જાણવા લાયક શું શું છે.

જ-- એમાં એક ડુંગરી કીલ્લો છે તે હાલ તોડાવી નાખયો છે માહાલકરીની કચેરી હતી તે કહાડી નાખી છે. ને ફકત હાલ એક નીસાળ છે. બગવાડામા આસરે હજાર માણસની વશતી છે.

સ-- પારડી પરગણાના મોટા ગામના નામ દો.

જ-- ઉમરસાડી, કોલક. ઉદવાડા. કુંતા, પરીઆ, ગોઈમા, વટાર ઢુકવાડા, અબાસ, વાપી, ને પતસાણા.

સ-- પ્રગણાના ઉમરસાડીને કોલક ગામ શાને વાસ્તે નામીચા છે.
જ- એ નાના સરખા બંદરો જેવા છે તેથી.
સ-- ત્યારે ઉડવાડા ને કુંતા ગામ સાને વાસતે નામીચા છે.
જ- ઉડવાડામાં પારસી લોકોનુ પુરાતન દેવક છે તેથી ઘણા પારશીઓ હર વખત ત્યા જાત્રા સારૂ આવે છે. વલી એમા હાલ એક દવાખાનું નીકળયું છે. ને કુંતા ગામમા ફરજખાનાના ઇનસપેકટર રેહે છે તથા હર વરસ બે માસ સુધી કુંતેશ્વર માહાદેવની જાત્રા ભરાય છે તેથી એ બંનો ગામ પ્રખ્યાત છે.
સ-- પારડી પ્રગણામાં રેલવેના સ્ટેશનો કયા આવયા છે.
જ-- ત્રણ છે. પારડી ઉડવાડાને વાપી એટલે દમણ જવાનુ સ્ટેશન.
સ-- પારડી પ્રગણું શુરત જીલ્લામાં સઉથી કઇ દિશાએ આવ્યું છે. ને એની નઇરતય દિશાએ કયુ પરગણું આવયું છે.
સ-- એ પરગણું સુરત જીલ્લામાં સઉથી દક્ષિને છે. એની નઇરૂત તરફ દમણ પરગણુ આવેલુ છે.
સ- દમણ કેટલા છે.
જ- દમણ બે છે. નાનુ દમણ નેમોટુ દમણ.
સ-- દમણમાં કોનું રાજ્ય છે.
જ-- દમણમાં પોર્તુગીઝ એટલે ફીરંગીનું રાજય છે. અંગ્રેજ શરકારના રાજ્યમાંથી ફોજદારી ગુનોહ કરી દમણ નાસી ગયો હોય તેને પકડી શકાય છે. પણ લેણુ સંબંધી નાશી ગયો હોય તો પકડી શકાતો નથી.
સ-- પારડી પરગણામાં મુખ્ય પાક શાનો થાય છે.
જ-- ડાંગર કોદરા દીવેલી સેરડી ખરસાવ વગેરે.

**સમાપ્ત.**

# દિલજાન રમુંજ ભંડાર! કિં. રૂ. ૦ાા



# દરાજનો મલમ

કીમત: ૪ આના.